વંદે માતરમ્.                                    જય ભારત.

શ્રી.

નવિન-વિનય.

# પ્રલ્હાદ ચરિત્ર.

નાટકનાં ગાયનો.



પ્રકાશક
C. B. D.

લેખક
વિનય મંડળ.



તા. ૨૩—૧૦—૭

"જ્ઞાનોત્તેજક મુદ્રાલય" રાયપુર ચકલા—અમદાવાદ.

બંધુ બેની છે. સઘળા સંસારમાં,
એક પીતાના આપણુ તો સંતાન જો;
દુ:ખી આરાંના દુ:ખમાં આંસુ લુછવાં,
હસનારાંની સાથે હસતો ભાગ જો.

\+ \+ \+ \+

સખા ! સ્વજનને સ્નેહી ! હૃદયો કુમળાં,
સ્વધર્મ સમજી શાંતીમાં મન વાળજો;
રડતાં જગને જોઈ દીલ પીગળાવીને,
સૌની સરખી સ્થીતી હૃદયે ધારજો.

\+ \+ \+ \+

પરવડતું ને પાલવતુ સર્વે કરો,
કિન્તુ હૈયે હેત દયા નવ વિસરો.

૧૯૮૫

વંદે માતરમ્.                                                    જય ભારત.

શ્રી.

## નવિન-વિનય.

# પ્રલ્હાદ ચરિત્ર નાટકનો ટુંક સાર.



## અંક પહેલો.

### પ્રારંભમાં સુત્રધાર તથા બાળીકાઓનું ઇશ્વર સ્તવન.

**પ્રવેશ ૧ લો**—દાનવપતિ હિરણ્યકશીપુના મહેલમાં તેનો પુત્ર પ્રલ્હાદ પ્રભુના યશોગાન ગાય છે, બાદ હિરણ્યાક્ષના પુત્રો ઇંદ્રદમન તથા દેવદમન પોતાના કાકા હીરણ્યકશીપુને મળવા આવે છે. પ્રલ્હાદ તરફથી યોગ્ય આદરસત્કાર. હીરણ્યકશીપુનું દાનવો સહીત આવવું. વિષ્ણુપર પોતાના ભાઇનું વેર લેવા વિચાર. દાનવોનો વેર લેવા ઠરાવ. પ્રલ્હાદની ના. તેનો તિરસ્કાર. ગુરૂ અર્મકને ત્યાં અસુરનિતિ શીખવા પ્રલ્હાદને મોકલવો. શંકરનું અજીત વરદાન મેળવવા હીરણ્યકશીપુનું જવું.

**પ્રવેશ ૨ જો**—અર્મક મુનીના આશ્રમે દાનવમંત્રી ત્રીખરાસુરની પુત્રી સુલક્ષણા વિદ્યા અભ્યાસ કરે છે. ત્યાં દાનવપતિની આજ્ઞા પ્રમાણે ત્રીખરાસુરનું આવવું. પ્રલ્હાદને અસુરનીતિનું શીક્ષણ આપવા મુનીને ભલામણ. સુલક્ષણાની પ્રલ્હાદ પ્રત્યે પ્રેમદ્રષ્ટિ. શંડમુનીનું આગમન. પુત્રીને મળી ત્રીખરાસુરનું જવું. પ્રથમ પ્રેમમાં પરવશ થયેલી સુલક્ષણા.

**પ્રવેશ ૩ જો**—દાનવપતિનું અઘોર તપ, શીવનું પ્રસન્ન થવું. અજીત વરદાન આપવું. ગર્વિષ્ટ દાનવપતિ.

**પ્રવેશ ૪ થો**—ઈંદ્રદમન તથા દેવદમન. મિત્રોની રાહ જુવે છે. પ્રલ્હાદ વિષે ચર્ચા. શંડમુનીનું આવવું. પ્રલ્હાદ વિષ્ણુનો ચુસ્ત ભક્ત છે એવું જાહેર કરી જવું. દાનવકુમારોનો ક્રોધ. મિત્રોનું આવવું. રાગરંગ. દરબારમાં તેડું.

**પ્રવેશ ૫ મો**—મુની આશ્રમે અભ્યાસ કરતી સુલક્ષણા તથા પ્રલ્હાદ. પ્રલ્હાદ વિષ્ણુના ધ્યાનમાં લીન એકાંત પ્રસંગે સુલક્ષણાએ પ્રેમ જાહેર કરવો. પ્રલ્હાદની આભાર સહિત ના. પ્રભુને પ્રેમ અર્પણ કરી ચુક્યાનું જણાવવું. સુલક્ષણાનો દઢ પ્રેમ અને નિરાશા. વરણશંકરનું આવવું. નીશાળીઓની ગમ્મત. પ્રલ્હાદનો બોધ. નીશાળીઆઓનું પ્રભુ ભજન. રામ નામની ધુન. શંડમુનીનું આવવું. બાળકોપર ક્રોધ. પ્રલ્હાદને શીખામણ. નીડર પ્રલ્હાદ પ્રભુભક્તિજ સાચી છે એમ જણાવે છે. ત્રીખરાસુરનું હીરણ્યકશીપુ અજીત વરદાન લઇને આવવાના સમાચાર લઇ આવવું. પ્રલ્હાદને એના બાપને મળવા આવવા કહેવું. વિષ્ણુ નામના ઉચ્ચાર માટે દમ દેવો. અર્મક મુનીને પ્રલ્હાદ વચ્ચે વાદવીવાદ. મુનીનો આશીર્વાદ તથા કચેરીમાં પ્રલ્હાદ સાથે જવું.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—ગર્વિષ્ટ દાનવપતિ. પ્રલ્હાદનું અર્મક સાથે આવવું. પીતાનો પુત્ર પ્રત્યે પ્રેમ. અભ્યાસની તપાસ. પ્રલ્હાદનો "પ્રભુભક્તિ" નો પ્રતિઉત્તર. હીરણ્યકશીપુનો અર્મક ઉપર ક્રોધ તથા તિરસ્કાર. અર્મક મુનીનું ગુસ્સે થઇ સભા છોડી ચાલ્યા જવું. પ્રલ્હાદે બ્રાહ્મણોને નિર્દોષ ઠરાવવા. પીતાનો પુત્રપર પ્રભુભક્તિથી ક્રોધ. ઠાર કરવા ધમકી. ત્રીખરાસુરનું દાનવપતિને સમજાવવું તથા પોતાને સ્થાં રાજ્યનીતિ

શીખવવા લઇ જવું. સ્વાર્થીની સ્વાર્થે સાધના. દાનવપતિનું સ્વર્ગમાં ઇંદ્ર સાથે યુદ્ધ કરવા જવું.

**પ્રવેશ ૭ મો**—ઇંદ્રની કચેરી. ઇંદ્રાસનનું ડોલવું. દેવતાઓનો ગભરાટ. નારદમુનીએ દાનવો આવ્યાનું જણાવવું. દેવતાઓની યુદ્ધ માટે તૈયારી. પરસ્પર યુદ્ધ. દેવતાઓનો પરાજય ને કેદ થવું.

**પ્રવેશ ૮ મો**—પ્રલ્હાદને જમાઇ કરવાના હવાઇ વીચારમાં ત્રીખરમંત્રી. તેને માટે સુલક્ષણાની સંમતી. બાળાનો હર્ષ. જયની વધામણી લઇ ઇંદ્રદમનનું આવવું. સુલક્ષણાને ઇંદ્રદમનને વધાવવા ત્રીખરાસુરનું કહેવું. પુરોહીત વરણશંકર. ઇંદ્રદમનનું ત્રીખરને મળવું. હર્ષ. સુલક્ષણા ઇંદ્રદમનને વધાવે છે. ઇંદ્રદમન સુલક્ષણા ઉપર મોહીત. પરણવા હવાઇ વિચાર. વરણશંકરે છુપાઇ ચેષ્ટા જોવી. વરણશંકરના ગપાટા. સુલક્ષણાને મળવા આવવા કહેવું. વરણશંકરની કમાઇ.

**પ્રવેશ ૯ મો**—અસુરોના ત્રાસથી કંપીત થયેલા દેવતાઓની શ્રી વીષ્ણુની આરાધના. વીષ્ણુના શેષશૈયાપર દર્શન. નીર્ભય કરવા કહેવું. દેવતાઓનો હર્ષ. પ્રભુલીલા. દરીયામાંથી વૈકુંઠનો દેખાવ. નાચ.

**પ્રથમ અંક સમાપ્ત.**



## અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—સુલક્ષણાનો સખીયો સાથે પોતાના બગીચામાં હાસ્ય વીનોદ. પ્રભુભકતીમાં લીન થયલા પ્રલ્હાદનું અચાનક આવી ચડવું. પુનઃ સુલક્ષણાની પ્રેમ માગણી તથા દ્રઢતા. પ્રલ્હાદની ચોખ્ખી ના તથા બોધ દઇ છુટા પડવું. પ્રેમીનું દુઃખી હૃદય. વરણશંકરનું ઇંદ્રદમન

સાથે આવવું. કાગતાલી. ઈંદ્રદમનની સુલક્ષણા પાસે પ્રેમની માગણી. સુલક્ષણાએ તીરસ્કાર કરવો. વરણુશંકરે ઇંદ્રદમનને ઉંધું સમજાવવું.

**પ્રવેશ ૨ જો**—દેવતાનો પરાજય કરી મદોન્મત થયેલા દાનવપતિનો વિષ્ણુપર વેર લેવા વિચાર. ત્રીખરની હાએ હા. પ્રલ્હાદ માટે પુછતાં પ્રલ્હાદ સુધર્યો છે ને નગરચર્ચા જોવા જાય છે એવું મંત્રી ત્રીખરનું જણાવવું. પ્રલ્હાદની ચેષ્ટા જોવા દાનવપતિનો ઠરાવ.

**પ્રવેશ ૩ જો**—ત્રીખરનું પોતાની પુત્રી સુલક્ષણા સાથે સંબંધ કરવા સંમતિ માગવા રાજકુંવર પ્રલ્હાદ પાસે આવવું. નગરચર્ચાને બહાને પ્રભુભક્તિનો સંજોગ સાધતા પ્રલ્હાદે પોતાનો પ્રેમ પરમાત્મા તરફજ છે અને સંસારથી વિરક્ત હોવાનું જણાવી ના પાડવી. અપમાનથી દાનવમંત્રીનું ક્રોધીત થવું. આશા નિરાશા. સુલક્ષણાના લગ્ન ઇંદ્રદમન સાથે કરવા વિચાર. વરણુશંકરનું આવવું. તેની સાથે વિવાહનું નાળીયેર મોકલવું. વરણુશંકરના શાસ્ત્રીય તડાકાનો વિજય. ગુણસુંદરીનું આવવું. પુત્રીને દુઃખી ન કરવા કાલાવાલા. ગુસ્સામાં ત્રીખરે સુલક્ષણાને બોલાવવી. ઇંદ્રદમન સાથે લગ્ન કરવા વિચાર જણાવવો. પુત્રીના કાલાવાલા તથા લાચારી. પિતાની નિષ્ઠુરતા અને ક્રોધ.

**પ્રવેશ ૪ થો**—પ્રેમઘેલો ઇંદ્રદમન. વરણુશંકરનું વિવાહનું નાળીયેર લઇ આવવું. ઇંદ્રદમન વરરાજા થવાના હર્ષમાં.

**પ્રવેશ ૫ મો**—રાત્રીએ ગોરા કુંભારને ત્યાં છુપી રીતે હરીકીર્તન. કુંભારનું સુઇ જવું. સ્વપ્નામાં પ્રભુ નામનો બડબડાટ. પ્રલ્હાદનું નગરચર્ચા જોતાં ત્યાં આવવું. કુંભાર તથા કુંભારણનો બીલાડીના બચ્ચાં. નેભાડામાં રહી જવાથી હત્યા માટે ગભરાટ. પ્રલ્હાદનો દીલાસો.

પ્રભુપર દ્દઢ શ્રદ્ધા રાખવા કહેવું. ચેષ્ટા જોવા નીકળેલા હીરણ્યકશીપુ તથા ત્રીખરનું ત્યાં આવી ચઢવું. પ્રલ્હાદને વિષ્ણુ સ્મરણ કરતો જોઇ દાનવપતિનો ગુસ્સો. પ્રલ્હાદ તેને પ્રભુભક્તિનો પ્રત્યક્ષ પુરાવો બતાવે છે. બીલાડીના બચ્ચાં પ્રભુ પ્રતાપે બચે છે તે જોઇ દાનવપતિ આશ્ચર્યમાં. ત્રીખરનું ઉંધું સમજાવવું. પુત્રનો પિતાને બોધ. પ્રલ્હાદને જીવતો બાળી મુકવા હિરણ્યકશીપુની આજ્ઞા. નિડર પ્રલ્હાદ પોતાની બળવા ખુશી જણાવે છે. ત્રીખરમંત્રીએ પ્રલ્હાદને સુરૂચી રાણી પાસે લઇ જવો તથા હિરણ્યકશીપુનું પોતાની બહેન હોળીકા પાસે જવું.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—માતા તથા પુત્રનો વાદવિવાદ. માતાનું પુત્ર સારૂ રૂદન. હીરણ્યકશીપુનું હોળિકાને મહેલે જઇ આવવું. સતીના પતી પાસે કાલાવાલા. નિરાશા. હોળિકા સહિત પ્રલ્હાદને બાળી મુકવા દાનવપતિની આજ્ઞા. દૈત્યોએ પ્રલ્હાદને સ્મશાનભૂમીમાં લઇ જવો.

**પ્રવેશ ૭ મો**—વિષ્ણુ પરમાત્મા તથા લક્ષ્મીજીનો વિલાસભૂવન. દંપત્તિપ્રેમ. નેપથ્યમાં પ્રલ્હાદનો પોકાર. પરમાત્માની જવા તૈયારી. લક્ષ્મીજીની હઠ. સ્ત્રી હઠને માન આપી સાથે લઈ જવાં.

**પ્રવેશ ૮ મો**—સ્મશાનભૂમી. દૈત્યો તથા પ્રલ્હાદ. સુલક્ષણાનું છાનામાના આવવું. તથા પ્રલ્હાદને મનમાંજ ઇશ્વર સ્મરણ કરવા વિનતી. પ્રલ્હાદની તેના પ્રત્યે દયા. પ્રલ્હાદે પોતાના પ્રભુ પ્રત્યેના દ્રઢ પ્રેમને એક નજીવા પ્રેમ માટે કલંકીત કરવા ના પાડવી. ત્રીખરાસુરનું આવવું. પૂત્રીને જોઇ ગુસ્સે થવું. અર્મક મુનીનું વચ્ચે પડવું. ભવીષ્ય વચન. ગુસ્સામાં સુલક્ષણાને તેને ત્યાં લઇ જવા ત્રીખરનું કહેવું. હીરણ્યકશીપુ તથા હોળિકાનું આવવું. પ્રલ્હાદની મૃત્યુની તૈયારી પ્રલ્હાદને સમજાવવો. ટેક ના છોડવો. પ્રભુ પ્રાર્થના. હોળીકા સાથે

પ્રલ્હાદને ચીતામાં બેસાડી ચીતા સળગાવવી. સ્મશાનભૂમી પાછળ વિષ્ણુ તથા લક્ષ્મીજીનાં દર્શન. પ્રલ્હાદનું ત્યાં આવવું. હોળીકાનું બળી જવું. સુલક્ષણાનું અર્ભકના હાથમાં બેભાન થઇ પડવું. ત્રીખર તથા હીરણ્યકશીપુની ખુશાલી.

અંક બીજો સમાપ્ત.



## અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—દાનવપતિનો દરબાર. વીષ્ણુ સાથે યુદ્ધ કરવા દાનવોની અધીરાઇ. ત્રીખર પોતાની પૂત્રી વેરાગી થઇ છે એવું જણાવે છે. બધાની ત્રીખરમંત્રી માટે દયા. પ્રભુના યશોગાન ગાતા પ્રલ્હાદનું દરબારમાં આવવું. સર્વ આશ્ચર્યમાં. પ્રલ્હાદની વિષ્ણુથી વીરોધ ના કરવા વીનતી, ત્રીખરની ચઢામણીથી હીરણ્યકશીપુનો પ્રલ્હાદને પોતાની સમક્ષ ડુંગર ઉપરથી ફેંકી દેવા હુકમ.

**પ્રવેશ ૨ જો**—પ્રલ્હાદ વાંસે જોગણ થયેલી સુલક્ષણાનો વૈરાગ્ય. વિષ્ણુએ તેના પ્રેમની પરીક્ષા કરવી. વીજયવાણી. પ્રભુનો આશીર્વાદ તથા પ્રલ્હાદને જીવતો બતાવવો. બંન્નેનું અંતર્ધ્યાન થવું. સુલક્ષણાની અધીરાઇ.

**પ્રવેશ ૩ જો**—વરણુશંકર તથા ઇંદ્રદમન; સુલક્ષણાને મળવા ઇંદ્રદમનને મુની આશ્રમે મોકલવો. વરણુશંકરનો પોતેજ સુલક્ષણા થવા ઠરાવ. ગોરાણી લાવવાના હવાઇ વિચાર.

**પ્રવેશ ૪ થો**—ડુંગરનો દેખાવ. પ્રલ્હાદને હીરણ્યકશીપુ સમજાવે છે. પિતાનો પ્રેમ અને ટેક સાચવવા ફુરતા. ઇંદ્રદમન અર્ભક

મુનીને બોલાવવાને બ્હાને ત્યાંથી ખસી જાય છે. ત્રીખર મંત્રી આવી સુલક્ષણાના નાશી ગયાના સમાચાર દાનવપતિને આપે છે. હિરણ્યકશીપુએ મુનીએ છુપાવી રાખી હશે માટે તપાસ કરવા કહેવું. ત્રીખરનું મુનીના આશ્રમે જવું. હીરણ્યકશીપુનો પ્રલ્હાદને ફેંકી દેવા હુકમ. દૈત્યોએ પ્રલ્હાદને નાંખી દેવો. વિષ્ણુએ તેને બચાવવો. પ્રલ્હાદને જીવતો જોઇ દાનવપતીનો ગભરાટ. ત્રીખરની સલાહ માટે ત્યાં જવું. પ્રલ્હાદને કારાગૃહમાં કેદ કરવા હુકમ.

**પ્રવેશ ૫ મો**—સુલક્ષણાના વેશમાં વરણુશંકર. ઇંદ્રદમનનું આવવું. તેને સુલક્ષણા સમજી પોતાનો પ્રેમ બતાવવો. યુક્તીથી ધન હરણ. ત્રીખરનું આવવું. વરણુશંકરને ભૂલથી સુલક્ષણા સમજી ખુન કરવું. ઇંદ્રદમનનું પ્રેમના આવેશમાં પોતાની પ્રિયાના ખુનને માટે ખુન લેવું. હીરણ્યકશીપુ, અર્મક મુની, તથા શંડનું ગડબડ સાંભળી દોડી આવવું. ભેદનો ખુલાસો, ઇંદ્રદમનનું ઝંખવાણા પડી જવું. ભયંકર ભુલથી થયેલી બ્રહ્મહત્યાનાં પ્રાયશ્ચિત તરીકે સુલક્ષણાનું માથુ કાપી લાવવા ઇંદ્રદમનને દાનવપતિની આજ્ઞા. પ્રેમીનું પ્રેમી હૃદય.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—સુલક્ષણાનું ખુન કરવા નિકળેલો ઇંદ્રદમન તેની શોધમાં. સુલક્ષણાનું આવવું. પ્રેમ ઘેલછા. ઇંદ્રદમનનું હૃદય પ્રિય વસ્તુનો સંહાર કરવા નીર્બળ બને છે. પ્રણયીના બલીદાનને બદલે આત્મનું બલીદાન. સુલક્ષણાએ આપઘાત માટે તૈયાર થવું. આકાશવાણી. સુલક્ષણાનું જવું. દેવદમનનું આવવું પાછળથી હીરણ્યકશીપુનું આવવું. મૃત્યુથી શોક. હીરણ્યકશીપુના બેપરવાઇના જવાબ. કાકાની ક્રુરતાથી આત્મનું બળીદાન.

**પ્રવેશ ૭ મો**—કારાગૃહમાં કેદ થયેલો પ્રલ્હાદ. સુલક્ષણાનું પ્રભુ સ્મરણ કરતાં ત્યાં આવવું. પ્રભુ આજ્ઞાથી પ્રલ્હાદે તેનો પ્રેમ સ્વીકારવો; પ્રણયી યુગલ; હીરણ્યકશીપુનું ગુસ્સામાં આવવું ને પ્રલ્હાદને મહેલમાં લાવવા હુકમ કરવો.

**પ્રવેશ ૮ મો**—મહેલ. પ્રલ્હાદનું આવવું. પાછળથી સુરૂચી તથા સુલક્ષણાનું આવવું હીરણ્યકશીપુએ ખડગ લઇ મારવા તૈયાર થવું ને ત્હારો ઇશ્વર ક્યાં છે તે બતાવવા કહેવું. -' ઇશ્વર સર્વ વ્યાપક છે " સ્થંભમાં છે તેવો જવાબ. ગુસ્સામાં હીરણ્યકશીપુએ સ્થંભને લાત મારવી. વીષ્ણુએ નૃસીંહસ્વરૂપમાં પ્રગટ થઇ, શીવ વચનને અનુસરી હીરણ્યકશીપુનો સંહાર કરવો. પ્રલ્હાદની પોતાના પીતાને મોક્ષ આપવા માટે પ્રાર્થના. સુલક્ષણાના પોતાના હાથે વિષ્ણુએ લગ્ન કરવું. તથા રાજ્યાસન આપવું. પ્રભુ ભક્તનો વિજય.

**ત્રીજો અંક સમાપ્ત.**



# પાત્રોનાં નામ.



| | |
|---|---|
| હીરણ્યકસીપુ. | દાનવપતી, પ્રલ્હાદનો પીતા. |
| ત્રીખરાસુર. | દાનવ મંત્રી. |
| ઈન્દ્રદમન. દેવદમન. | હીરણાક્ષના પુત્રો, હીરણ્યકશીપુના ભત્રીજા. |
| પ્રલ્હાદ. | વીષ્ણુભક્ત–હીરણ્યકશીપુનો પુત્ર (નાયક) |
| અર્મક. શાંડ. | શંકરાચાર્યના શીષ્ય. |
| વરણશંકર. | દામ્ભીક બ્રાહ્મણ. |
| સુધાચંદ્ર. નલીનિકાન્ત. | નીશાળીઆ. |

## સ્ત્રી પાત્રોનાં નામ.

| | |
|---|---|
| સુરૂચી. | દાનવપતીની પટરાણી, પ્રલ્હાદની મા. |
| સુલક્ષણા. | ત્રીખરાસુરની પુત્રી, (નાયિકા.) |
| | દાસી, દૈત્ય, સખીઓ, વારંગના વીગેરે. |



વંદે માતરમ્.                                        જય ભારત.

શ્રી.

## નવિન-વિનય.

# પ્રલ્હાદ ચરિત્ર નાટકનાં ગાયનો.



## સ્તુતિ.

સુત્રધાર તથા બાલીકાઓ–

ઓરૂમ શ્રી હરી થા સ્હાયક,
ત્રાતા દીગમ્બર તું સુખદાયક; ઓરૂમ શ્રી.
શાન્તીનાથ સુભાગ્ય પ્રકાશી,
આળ આ બાળનું ટાળ અવીનાશી,
સુખવાસી તું જગનાયક; ઓરૂમ શ્રી.
ભ્રાન્તીને ટાળ તું-કષ્ટ નિવાર તું,
શાન્તી પ્રસાર તું-નષ્ટ વિદાર તું;
ગુણધારી ગીરીધારી તું લાયક; ઓરૂમ શ્રી.

બળી મરતા ભવ રણ વિષે, પડતાં દુઃખ મોઝાર;
લળી કરગરી વિનવું તને, તાર હવે કીરતાર.

નેપથ્યમાં—

એ—મને રામનું રામનું રામનું નામ પ્યારૂં,
નામ છે પ્યારૂં રે મને રઢીઆળું. એ.

બાળીકાઓ—

ધન્ય ભાગ્ય પુન્યશાળી જે પ્રભુ પ્રસન્ન કરે
ધન્ય ઉપાસી શ્રી અવીનાશી જગ—જશ—પ્રસરે
અહોહો ધન્ય ત્હને—અહાહા ધન્ય તેને—ધન્ય.
ભલે દુઃખ પડે નવ લેશ ડરે, ધર્મ કાજ પતંગની પેઠ બળે
નવ ભક્તી તજી અન્ય ભાવ ધરે—કદી લાલચ લોભથકી ન ચળે
દુરીજન મન દ્વેષ ધરે પણ નહિ તે લેશ ડરે—ધન્ય.
બાંધી પથર પાણીમાં કો ધરશે, પ્રભુ પ્રેમ પ્રભાવે પ્રાણી તરશે
ઉની આંચ નહિ કદી કો કરશે જેની વનમાળી વારમાં વળશે
દુભાવે હરીજન દુરજન જો હાથે તો માથે મોત કરે—ધન્ય.

પ્રહલાદ— ગાયન ૧

એ—મને રામનું રામનું રામનું નામ પ્યારૂં—એ.
નામ છે પ્યારૂં રે, મને રઢીઆળું— એ—મને.
ભોજન વિધવિધ ભલે ખવરાવેરે
ભજન ભોજન વિણ રૂચે નહિ ભાવે રે
સોને રૂપે રમવું છે અકારૂં અકારૂં રે અકારૂં—મને.

હેમના હીંચોળે દાસ દાસી ઝુલાવે
યશગીત ગાઇ ગાઇ રોજ રસમાં રમાડે
હરીકીર્તન વીણુ અંધારૂં અંધારૂં રે અંધારૂં    એ મને.

પ્રલ્હાદ— ગાયન ૨

વિરોધ કદી નવ કરીએ રે શ્રી હરી સંગે
બળીઆશું બાથ નવ ભરીએ રે પડશે દુઃખ અંગે
મલીન મટોડા પાપતણાથી પેટ કહો કેમ ભરીયે
સાકર હીરા હરીભક્તીના વીરલા જન ગળીએ
ધુમાડે બાથ નવ ભરીયે રે અણુઘડના રંગ ઢંગે—વિરોધ.
સાચો હરી શ્રી જગતમાં પિતા ભજો અવિનાશીને
સુખવાસી કરશે શ્રી પતિ વળી ટાળશે ઉદાસીને
ગર્વ મણીધર ગુણહીણો ગમશે તે મુખ વીકાશીને
ડાચે દબાણા કંઈક રાણા જુઓ શાસ્ત્રે તપાસીને
કરણાળુ એક કીરતાર—શરણુ ચીત્ત ધરીએ—રે ઉમંગે.

---

સુલક્ષણા— ગાયન ૩

ગુરૂપદ પુજુ હું તો પ્રેમ ધારી
આશીશ માગું સુતા છું તમારી—ગુરૂ.
ગુરૂ જ્ઞાનનો માર્ગ વ્હાલે બતાવો સદ્‌ગતિ દઇ શુભ પંથે ચઢાવો
શીખાવો સુનીતી—રીતી—ગુણુવાળી    ગુરૂ.

લડાવો અતિ લાડ હૃદયે રીઝાવો, ગુરૂ પ્રેમ પંથ ગુરૂનો બતાવો
ઉમળકા કરી હેત પીતાસુ જણાવો. ગુરૂ.

---

સુલક્ષણા— ગાયન ૪

કેવો આ કામણગારો
શો નવરો દી ઘડયો વિધિએ લલીત ચીત હરનારો—કેવો.
હંસ ચતુર મન મોતી ચરતો
તન ઉપવન મન મંદીર ફરતો
ફરતો ઘેલી રસવેલી હરતો ચિત્ત એ રઢીઆળો—કેવો.
કોર્યું હૃદય મમ નયન ઈસારે
શામળીઓ શશી જ્યોત પ્રસારે
ધુતારે, ઠગારે, છોગાળે ભારે કામણ કરી હરી ગયો
દીલ એ જાદુ કરનારો—કેવો.

---

ગાયન ૫

આવો યાર ઉડાવોને બ્હાર પ્રીતે પીયો સાચું સુધારસ પાન
એજ સંસારમાં સાર અપાર મોઝમઝામાં રહે ગુલતાન
કોણ હવે પુછનાર નહિ ડર દીલમાંહી લગાર
રમણી સુરંગ રમો ધરી અંગરમાં એવો પ્રીતે સકળ સાર
સુરનુર દાનવનું પુર ધર્મ આવો આપણો સાચો જાણુ

માન મદીરામાં રહ્યું સન્માન-પાને ગુલતાન
રહો મસ્તાન ગાઓ પ્રેમગાન ઉડાવો બસ અમન ચમન

હીરણ્ય—

ગાયન ૬

ભુજા બળે બસ ભુમી ગજાવું
ત્રાડુ ઉરાડુ ગીરી નભમાં ઉછાળું—ભુજા.
કરી દેવતાની પુરી પાયમાલી
અમરવતી હું કરી નાખું ખાલી
દાનવ સત્તા સ્થાપી ધરાઉં—ભુજા.
મહા ભવ્ય ભુવનો કરૂં હું મશાણો
અનેક ઉપવન બનાવું મેદાનો
શાણો ગણાઉં પ્રભુ થઈ પુજાઉં—ભુજા

---

સુલક્ષણા—

ગાયન ૭

ઘેલી થઈ છું જોઇ પાતળીયા પ્રવીણા
ભુલી ગઈ છું ભાન સાન જોઈ નગીના
વાંસે વાંસે ફરૂં થઇ પ્રેમઘેલી
રઢીઆળી મદન મુરત હૃદયે વસેલી
શાન્તી સહીશું રાખી રમણુ રસ ભીના-ઘેલી

સુલક્ષણા, પ્રલ્હાદ— ગાયન ૮

દીલ મારૂં દુભાય છે, ચિતડું ગભરાય છે આવું વદો ના રૂડા રાજવી
મનડું મુંઝાય છે ઉર્મી ઉભરાય છે આવું વદો ના રૂડા રાજવી
કરે અર્પણ તન ઉપવન હું જાઊં વારી
બોલો શાકરસા શબ્દ શાણા શાન્તી ધારી
સાચી પ્રીતી તમારી–મને ભક્તી પ્યારી
વારી વારી વા'લાની વાણુ જાઉં બલીહારી
આવો શાને શરમાવ છો ગુણીયલ ગભરાવ છો
લા'વો હયો–રાખો કંઈ લાજજી. દીલ.
થઈ ઘેલી હું વાંસે ફરૂં પેખી રસીક વર પાતળા
રસવેલીને રસીયા કરો રસ પુર્ણ સુંદર શામળા
અલબેલી હું ના આપ બેલી ના બનો ઉછાંછળા
રસવેલી તરસી રસીક વીણુ રેડો સુધા શાન્તિ ઝરા દીલ.

---

નિશાળીઆ— ગાયન ૯

આવો આવો અહ્યા ડોળઘાળુ દામ્ભીકની ભેગા મળી ભુલ ભાગીયે
કરી મુક્કા બાજી ખુબ રાજી રાજી થઈ પતરાજી કાઢી ભુલ ભાગીયે
માર મારી આ પાંસળી ઉતારી
જ્ઞાન આપો શું મુકકો વિસ્તારી
મુકો જવા દો મેં જખ મારી
પુરા શાસ્રીની જોજો હુંશીઆરી

(બસ બાપલા બસ હવે હદ થઈ જખ મારી ભુલ કીધી
વિદ્યા બળી ગઈ હવે જાઓ ચુપ થાઓ)
હયો લાડુ જમો ખુબ ગાડુ ભરી પેટ ટાઢુ થાતાં સુધી માગીયે
આવો.

---

પ્રહ્‌લાદ— ગાયન ૧૦

છે કરણહાર કીરતાર, મમતમાં મુર્ખ મરે—રે
રીઝે જ્યાં જગદાધાર ભય કરી શું કરે—રે
મુર્ખ આગીયાના મમતે શું દીનમણી ઝાંખો થાય
વનપતિ રૂપ ખર ધરશે તદપિ ભુંકયાનું ન ભુલાય
ગર્જના ગુણવીણ ક્યાં કરનાર—કાગડો હંસ નહિ થાનાર
વાળ્યો વા નહિ વળેરે—છે કરણહાર.
તન જોબન ધન જુઠી માયા જુઠી જગ જંજાળ
બખ્તર હરી—ભક્તીનાં ધરી ઘુમો ભવ રણ મોઝાર
શ્રી હરી ઉતારે પાર એક તે ભવસાગર આધાર
છે સમર્થ સરજનહાર ગાળ્યો ઉદધી ના ગળેરે—છે કરણહાર.

---

ત્રીખર— ગાયન ૧૧

મન મારૂં આનંદે ઉભરાય છે હરખાય છે
ખુશામતીથી જગત જીતાય છે કામ થાય છે
સ્વાર્થ તેથીજ સાધ્યો સધાય છે

યુક્તી જુક્તીથી પાર પમાય છે
બન્યા હવે વેવાઈ કરી સાચી સગાઈ
બાહ્ય પ્રપંચી પહેલાં પુજાય છે—મન.
પે'લાં સ્વાર્થ પછી વાત બીજી સાચી—(ઓહોહો)
આપે દાન મુર્ખ ભીખ પોતે યાચી
માગે મીયાં મશાલા અલ્લા ચાહે દુશાલા
કહો કેમ ખોટ પુરાય છે મન.

---

સુલક્ષણા— ગાયન ૧૨

મળે મનનો માન્યો ભરથાર રે હરી એ ક્યારે
ભરૂસે તારે ઉભી કીરતાર હવે તો તું તારે
આશાના નાવ નેહ ઉદધી ઝુકાવ્યાં
લાવી કીનારે હરી તેં તો તરાવ્યા
જાણવજે જગત અધાર રે ડુબે તે નારે—ભરૂસે.
ચંદન ખંડન થતાં વાસ પ્રસારે
શીતળ છાંય વૃક્ષો સરખીજ ઢાળે
નોધારાનો તું આધાર રે તારે આધારે—ભરૂસે

---

ઈન્દ્રદમન—વરણુશંકર— ગાયન ૧૩

રૂમઝુમ કરતી ચીત હરતી રમણી પરવશ કરતી ગઈ, હેં ગઈ—હા ગઈ
ચીત ચોરી ગોરી નયન ઈસારે કોરી કાળજુ ગઈ હેં ગઈ—હા ગઈ

પ્રેમ કટારી મારી પ્યારી મદન અશ્વ ચમકાવી ગઇ હું ગઇ-હા ગઇ
શુદ્ધ બુદ્ધ ગુમાવી મારી
ચકીત થયો નીહાળી નારી
મન હરનારી-ઓહો-કામણગારી એ ધુતારી
પ્રેમ બંધને બાંધી ગઈ સ્નેહ સાંકળે સકડી ગઇ, રૂમઝુમ

---

વરણુશંકર— ગાયન ૧૪

વાહ વાહ કમાણી કેવી જોઈ લેજો જોવા જેવી
ધંતર મંતર ગપગોળા ફુંકી ધન મેળવનારી-વાહ.
અક્કલની છે બલીહારી અક્કલ વીણ છે લાચારી
અકલ સાચી નક્કલ કાચી વિદ્યા જગ ઠગનારી
ભોળી દુનીયાં ભરમાય ધુતારા ફાવી જાય
અંતર લાળા હાથે માળા ઝટપટ ઝાલી લેવી-વાહ.
વાહ બનીશું શેઠીઆ ચલાવી અકલ રેંટીયા
ટળ્યા વેઠીઆ થઈ વેંતીઆ બેઠા સત્તાધારી

---

દેવતાઓ— ગાયન ૧૫

પ્રગટ પરીબ્રહ્મ સ્વરૂપ સર્વ સ્થળે પ્રભુ આપનું
કાલીંદીવાશી અવિનાશી સ્થળ જળનાં ધામ વીરામનું—પ્ર.
સાહ્યક છો જગનાયક લાયક વિઘ્ન વિદારક છો સુખદાયક
લેતાં દેતાં નામ પડે નહિ દામ સાર ભર્યું નામ આપનું—પ્ર.

અધમ ઉધારો પાતક ટાળો નામ ઉચ્ચારે દોષ નિવારો
ઢાળો અમી છાંટા ભવરણુ માંહ્ય નામ રટે સુખ ધામનું—પ્ર.

---

સુલક્ષણા— ગાયન ૧૬

એ-સુધાકર ગુણુ રત્નાકર મોહન ના મળીઆ
મધુરા મોહન ના મળીઆ
દેવ દિવાકર પ્રેમપ્રભાકર પાતળીઆ વળીઆ
અરે ના પાતળીઆ વળીઆ
ઉર અકળાયે કાંઈ કાંઈ થાયે
મનની મુંઝામણુ તે કોને કહેવાયે
ઝુરી ઝુરી મરૂં કયાં જઈને ઠરૂં મેઘ વિરહ ઢળીઆ
માથે મારા મેઘ વિરહ ઢળીઆ
શીતળ સુખકર ઉપવનની લે'ર
લેતાં વ્યાપે વપુમાં ચડે ઝેર
સખી વા'રે એવી શી વેળ પ્રેમના અજબ ફેર
ટાળ્યાં નહિ ટળીઆ—એ.

---

સુલક્ષણા તથા સાહેલીઓ—ગાયન ૧૭

પ્રેમઘેલી રે રસવેલી કરી કોને બાવરી
અલબેલી રે ગુણુવેલી જણાય કેમ ગાભરી

સમ છે સલુણી છુપાવે શીદ બ્હેન
…ણુ ચતુર ચોરે ચોર્યું તુજ ચેન
જાણું ના કંઇ બેન શું છે વળી
વાહ વાહ બને શું અજાણુ જાણ્યું તુંજ શાણુ
વાહ રે અલી અલબેલી કોણ રસીક માણુ
ચુપ, થા ના ચાવળો પ્રેમઘેલી રે—

---

લક્ષ્મણા તથા સાહેલીઓ— ગાયન ૧૮

ગરબો.

હું તો હરખે પરોવતી હાર સાહ્યબાને કાજ ઝીણું મોતીનો
સરી પડયો તુટયો શણગાર વેરાણું મોતી સખી ચોકમાં
નણુદી વીરામાં ચીત્ત પ્રોતી જોતી
મોઘું ગુમાવ્યું મારા મનનું મોતી
લે લે સખી ગોતી ગોતી મારા આધાર, વેરાણું વીણી લે ચોકમાં

સાખી.

ચાંદલીયા ઘડી થોભજે, ઉતાવળો શું થાય;
વેર્યાં મોતી વાલમા!, જોતાં તે ન જણાય.
જડે નહિ જ્યોતિ વીના તે જરી લાવું દીવો ભલું જ્યા હું વળી
ઉભો રહે કહું હું કરીગરી લળી લળી કહું છું ફરી ફરી
મારા રસીયાનું રૂપ તુજ સમ શશી રે

હોત અલબેલા પડત પરવા ના કશી રે
નથી શશી ગુણના ભંડાર વેરાણું મોતી સખી ચોકમાં

સાખી.

ગાભરી ગોરી ગુણવતી, કરતી મન ઉચાટ;
મંગાવ્યાં મેં તો સખી કે' મમ વાલમ માટ
મેં તો મોંઘાં મુલ ખરચી મંગાવીયાં રે
સલુણા કાજે મેં શ્રમ કરી શોધાવીયાં રે
શુમાવી થઈ છું લાચાર, વીણી લે વેરાણું ચોકમાં—હું તો.

---

મલ્હાર— ગાયન ૧૯

એ—શામળીઆ સાચું તમારૂં નામ
રૂચીકર સુખકર શ્રી ઘનશ્યામ—એ—શામળીઆ
ગુણ ગોવીંદના ગાવા ગમે છે
હરી ભક્તીમાં મનડું મારૂં ભમે છે
વિવિધ વિષય ત્યાગી તુંમાં વિરમે છે
રમે છે સદા તુંમાં સમજી વિરામ—એ—શામળીઓ

---

અગણીત ઉડગણ આભમાં, પણ તેથી શું થાય;
શાન્તીકર શશીના વિના, કુમુદ તીમીર મીંચાય.

સુલક્ષણા, પ્રલ્હાદ—             ગાયન ૨૦

રે—રસીક મધુર તુજ વાકય રસાળાં મુજ મન હરનારાં
શોભે નવ નભગણપતિ વણ જ્યમ અગણીત નભ તારા
તેમ આંધળી તમ દર્શન વિણ થઈ રસીક પ્યારા—રસીક.
પાતળીઆ પે'રાવું પ્રેમે પ્રિતી વરમાળા
હસ્ત સ્વીકારો શાણા રાણા શરણે લ્યો હારા
રે સુરતભુવન શણગાર મધુરા રાજન રઢીઆળા
રે' હરી સ્મરણમાં નીશદીન લીન મન રહેનારૂં બાળા
ભજ તેથી મન શાન્તી વળશે સમશે ઉર જ્વાળા—રે હરી.
વિષય રૂપ આ જુઠ જગતમાં ધીગતા અંગારા
સંત મહંત અનંત સિધાવ્યા અમર ન ટકનારા—રે—હરી.
રે કરૂણાસાગર નટવર નાગર ભજ ભય હરનારા—રે—હરી



સુલક્ષણા, ઇન્દ્રદમન—             ગાયન ૨૧

ઝટ જાઓ અહિંથી સીધાવો સુખેથી
ડરાવો નહિ તલભાર             ઝટ.
રાજપતિ થઈ મને ઠગાવો
કોને ભય વાકયે ભડકાવો
બસ જાવો સીધાવો દુર થાવો
છે તમને ધીક—ઢીક ઢીક

દુર થાઓ અહીંથી ગમાર—ઝટ.
શાય હવે તે જોયા કરજ્યો
સુખે કરવાનું ભલે કરજ્યો
અપમાન શું કરે માન, ધિક્કાર ન થ. નાદાન ચુપ;
આખરે થવાની ખુવાર—ઝટ.

પ્રલ્હાદ— ગાયન ૨૨

સમરયા નહિ જગદાધાર જગતમાં જેણે જન્મીને
ઉપાસ્યા નહીં અવીનાશીને ધીક્ક અકરમીને—સમરયા.
ભક્તીરૂપી સુધાના પ્યાલા પામર નર દે છાંડી
વિષય અંધ થઇ વિષ પ્યાલાને દે મોંઢે માંડી
અપયશના અંગારે ધીકતા ધીક તે કુકરમીને—સમરયા.
ભલા ભુપ પંડીત પુરાણી કંઇક ગયા ચાલી
સીધાવ્યા બળવંત બહુ પણ કાળ મુખ ખાલી
ઝાલી લેશે જાણો નકી અરરર અધરમીને
ભગવંત ભરૂંસે સુખે સુશે દુઃખ ન સુકરમીને—સમરયા.

ગુણીયલ— ગાયન ૨૩

દુહીતાને દુઃખ નવ દરીએ-
મીઠા જળની માંછલી નવ મુકો ખારા દરીયે—દુહીતા.

પાળી પોષી બાળને, ઉછેરી ધરી પ્યાર;
જોડો જીવન જગતમાં, પ્રેમ વીનાનું અસાર.
સુતા સ્વારથ શીદ વીસરીયે—દુહિતા.
પ્રેમ વિનાનું જીવન તે, જાણો ઝેર સમાન;
દુહિતા દુઃભવે સુજન જો, તો રૂઠે ભગવાન.
દુઃખમાં રહે, કયમ તેમ કરીયે—દુહિતા.

---

સુલક્ષણા— ગાયન ૨૪.

બાપુ-વ્હાલા-આ શું-બોલોરે, પીતુ પ્યારા—બાપુજી
આ શું બોલોરે.
બોલીને શું બાળો બાળા બીચારી, નીતી રીતી વીસારી-બાપુ.
કન્યા મુકો શીદ કુવે ઉતારી, પાળી પોષી હાથ.
પાળી મુકો પછી પોતે પીતા તો, અનાથનો કોણ નાથ
પ્રીતી કાંટા જે ઉંડાં ઉતરીયા, ખેંચ્યા તે ન ખેંચાય
પ્રેમ પાંખો વીના પંખીણી ભટકે ક્યાંઝુરીઝુરી પાડે કાય-બાપુ
અનગળ દ્રવ્ય હીરા મોતી હારો, વૈભવથી શું વળનાર
પ્રેમ ઉપાસીને પ્રેમ વીના જાણો સુખ સઘળાં શુન્યટાર-બાપુ

---

કુંભાર તથા સાધુઓ— ગાયન ૨૫.

ભજો ભાવે નામ સીતારામનું.
આવો સંતો નામ લ્યો ભગવાનનું—ભજો.
ભવનિધીમાં તેજ તારે, પાર પ્રભુજી તો ઉતારે
એ—આધારે કોણ મારે—સાચું જગમાં નામ સીતારામનું
માયાને મમતામાં મોહી આયુષ બેઠો તું ખોઈ
સાચી વીધા જાણી ન જોઈ, હવે મરતો મીથ્યા રોઈ,
હવે આંસુ નાંખ લોહી—ભુંડા અવસર વીત્યો હવે
શા કામનું—ભજો.

---

પ્રહ્લાદ— ગાયન ૨૬.

ગુણ ગાવું તમારા ગોપાળ
ખચીત આ ચીત્ત નીત્ય તુજ પ્રીત પરોનાર
દાસ સદા શરણે છું તારે
રમે પ્રેમ તુજ, મનમાં મારે
ઉગારે તું તારે તારે છું આધારે
વસ્યા મનમાંહી મોરાર—ગુણ.
અકળકળા નવ કોથી કળાયે
સુરીજન મુનીજન ગોથાં ખાએ
પાર પમાયે ન શોધાયે ભવ માંહે લીલા તમારી અપાર—ગુણ.

મારો ભલે બાળો મને બળવા પિતા તૈયાર છું
હાટા ભલે જીવતો ડુબાડો દમજો સુખે તૈયાર છું

\+ + + +

પ્રાણુની પરવા નથી મરતા રટીશ હું રામને
આપદા દઈ અંત આણો પણ સ્મરીશ ભગવાનને

\+ + + +

રામની છે હામ શાને બીક બતાવો આવડી
સુખે કરો જે થાય તે વીસરીશ નહિ હરી પા ઘડી

\+ + + +



ઇંદ્રદમન— ગાયન ૨૭.

વાહવાહ હવે આ કુકકડ વરરાજા બનવાના
લગ્ને મહાલી અકકડ ચાલી કુકકડ થઈ ફરવાના—વાહ.
વાહવાહ વગડાવું વાજાં પડાવું ઘેબર ખાજાં
સારા શહેરે ઘેરે ઘેરે નોતરીયા ફરવાના—વાહ.
બસબસ રસભીના રહીશું ગોરીના ગુણને ગાઈશું
પરણી રમણી એ મનહરણી મન ધાર્યું કરવાના
ડાહ્યા ડમરા ભોગી ભમરા થઈ ડગલું ભરવાના—વાહ.



પ્રલ્હાદ— ગાયન ૨૮.

માજી રડો ના જરી—
ઇચ્છા હશે એવી શ્રી હરીની
કર્યે શીદ કલ્પાંત, માજી થાવો શાન્ત
કરશે હરી તે ખરી—માજી.
મારા સમ માજી તમે ના રૂવો
ઉના આંસુ હસો હેતે લુવો
ધન્ય દીવસ ભલે નાંખે દળી
પ્રભુને કાજે આજે જાઉં મરી— ઇચ્છા.
ઊભો હું માતા અવીનાશી આધારે
મારે ઉગારે ધરણીધર જે ધારે
છાના રહો વીનવું હું કરગરી
ઇચ્છા હશે એવી શ્રી હરીની—માજી.

\+ + + +

માતા મને મારે ભલે બાળે પિતા અંગારમાં
બેલી થશે શ્રી રામજી વળશે વિભુ ઝટ વ્હારમાં

\+ + + +

લખ્યા લલાટે લેખ વિધીએ ટાળીયા નવ તે ટળે
રાખે સીતાપતિ રામ તે માર્યા નહીં કોથી મરે

---

લક્ષ્મી-વીષ્ણુ— ગાયન ૨૯.

પુજું પ્રેમ ધારી પ્યારા પાતળીયા છો પ્રવીણ મારા
કમળા તું મુજ જીવનવેલી, કંઠે વળેલી રહે અલબેલી
કમળાના કાન્ત પ્રભુ પ્યારા બેલી નાથ કરૂં નહીં ન્યારા—પુજું.
રસીક હૃદય રસીકા તુંમાં ભમે છે
ભ્રમર કમળશું જ્યમ રસમાં રમે છે
ત્યમ મન મમ મધુરી તુંમાં વિરમે છે
વારૂં ના શરમાવો જાઓ ના ઉડાવો હું તો શર્ણે દીનદારા—પુજું.

---

પ્રલ્હાદ— ગાયન ૩૦.

ઘનશ્યામ પ્રભુ ઝટ આવો
ઉભો ભરૂંસે હું વનમાળી
ભક્તી કરૂં ટેક ધારી તમારી
બળતામાંથી બચાવો—અરે.
દાનવ હણી શીશુને હરખાશે
જુગજીવન જગમાં તમ પત જાશે
જપશે નહિ (કો) જો નહિ નિભાવો—અરે.
નાથ નિરંજન કરૂણાસાગર
કમળાપતિ દીન છું તમ આગળ
ભીડભંજન ભયહર કહાવો—અરે.

## અંક ત્રીજો.

પ્રલ્હાદ—(નેપથ્યમાં) ગાયન ૩૧.

રામની માળા હરીના નામની માળા
ભજન ભગવંતનુ છે ભાવતું સત્ય હરી માળા
સંસાર સુકારણુ વિષે વિશ્રામ હરીના નામનો
બળતાં જળી મરતાં ભવે આધાર રૂડા રામનો
સત્ય હરી માળા

\+ + + +

વિષયમાં તું અંધ થઇ જંતુ શીદ જ્યોતી જળે
કનક સરખી પાંખમાં કાળાશ શીદ હાથે ભરે
સત્ય હરી માળા
સત્ય છાંડી તું અસત્યે બાપલા શીદ સંચરે
હીમ નહિ વળી હેમ નહિ પણુ આગના ભડકા બળે
પટકાઇ શીદ પાવક પરે—હાથે અભાગી તું મરે
સત્ય હરી માળા—એ રામની.

---

જેને સ્હાય કીરતારની ત્યાં કોઈ શું કરનાર છે
ચાહો મમતમાં મારવા કીંતુ ના તે મરનાર છે

\+ + + +

અરેરે તાતજી મારા શ્રદ્ધા ન શું હૃદયે ધરો
શંકા ગ્રહી નિચ નર વચનમાં હાથે ઉપાધી શું કરો

તમારા જે આજ તે કાલે નહી રહેનાર છે
જાશો તમો તો ખોટ આખર બાળને પડનાર છે
સ્વાર્થી દુરીજન સઘલા ખુશામત કરનાર છે
તેમને નહીં કાંઈ પણ ફલ આપને મલનાર છે

સુલક્ષણા— ગાયન ૩૨.

અરે વા'લીડા, મોહન મીઠડા, મધુરા રાજ હવે કયાં મળે ?
દરશ પ્યાસી થઈ દાસી, ઉદાસી રહી હવે ટળવળે
ભ્રમર ભ્રાંતિ તમે હરનાર, પીયુષ મીઠડા સુધા ભરનાર
આવો—આવો પ્યારા, દર્શ દીલદાર ઘો દીલ ઠરે—

+ + + +

ક્રુર પ્રીતીવશ થઇ નવ જાણુતી, અશ્રુ સારવાનું
પ્રીતીને વળી બળી દઈ, રૂધીર અશ્રુનું–દીલડું બાળવાનું
ત્યાગી થઈ તુજ કારણે, ખાક સારી દીલ બળતાપરે
વેરાગણુ વિજોગણુ થઈ, વાંસે હવે ફરતી ફરે
હવે .થી આશ, જીવન અભીલાષ, હૃદયપડમાં પીયુ વિણુ રે
બતાવો કોઇ–સતાવો શું, દયા તો ખાઓ દુઃખી હું પરે
કહો કયાં છે–બતાવોને, મધુરા કયાં મને એ મળે—અરે.

---

હશે શું ઘડયા જગતનાથે, જન હૃદયો ક્રુરતાથી ભરેલાં
નાના કીંતુ સત્ય હશે છુપું, શાણુથી હશે તે કરેલાં

વિના શક્તિ ઈલાજોની, દયા તો દુઃખ માત્ર છે
કીંતુ દયાના અશ્રુમાં, ઉંડી કંઈ મીઠાશ છે (કલાપી).

---

સુલક્ષણા— ગાયન ૩૩

હું તો વેરાગી, થઇ દુઃખીઆરી, વ્હાલાની વાંસે વિજોગી રહી
સદાની ઉદાસી, બની વનવાસી, ત્રાસી અવિનાશી ગઈ.
વ્હાલા અમારા હેત કટકા, ઉમળકાભાર ઉપજતા
તનમન જીવન અરપણ કર્યું, સૌ તે ગયું ગુણીયલ જતાં
સૌભાગ્યના આધાર સ્વામિ અબળાતણું અમ જીવન એ
ગયું સૌ ગયું નિર્ગું થયું, રહી ખાક દપટી બદનને—હું તો.

---

વરણશંકર— ગાયન ૩૪

હું તો રાજી રાજી થાઊં, કાલ આવશે મ્હારી વહુ
વાત કોઇને ન કહું આ તો છાની છપની
કાંઈ અટંગટં શ્લોક ભણી સમજાવીએ
કાંઇ લાકડે માંકડુ, સાચું ખોટું વળગાડીએ
વાટે જતાં એક વાકય કહી યુક્તીથી વાત કઢાવીયે
ભેંસના ભાઈ ભાગવત ભણે અક્કલ બહાદુર બહુ—હું.
સમયને છે માન, સમય સાચો જાણ
મુર્ખ તે વિદ્વાન, વિદ્વાનને ન માન
સમય સાધી શાણપણાથી તાકડો સાધી લઉં—હું તો.

પ્રહ્લાદ— ગાયન ૩૫

અંત સમય આવીયો,—અવીનાશી, ત્રાસી પોકારૂં નાથ આવો
સગા સંબંધી મ્હારા, તાતને માત પ્યારા
નથી કોઈ આપવિણુ શામળા સગું વિચારી
હારી કહું નાથ આવો—અંત.
અવસર વીતી જાશે, શીશુ કાય સ્વામિ છેદાશે
હરખાશે મંદમતિ મારશે, પ્રભુ પધારો
અવિનાશી આવો આવો—અંત.
વિશ્વાસે બાળ બીચારો. ઉભો પીતા આપ વિચારો
અવધારો અંતર અરજી, હરજીવન ઝટ સ્વિકારો
નોધારાના નાથ આવો—અંત.

---

પ્રહ્લાદ— ગાયન ૩૬

વસીયા હૃદયમાં રામજી, ટાળ્યા અરે નવ તે ટળે
નવ તે ટળે, નવ નિકળે, ખુંખારતાં નવ નિસરે—વસીયા.
ભલે કાય કાંચનવરણી કપાયે
ભલે જીવ મ્હારો પીડા પામી જાયે
અતિશે દુઃખે દેહ જીવતાં હટાયે
હગી દુઃખથી શું વિભુ વિસરાયે
આશને અભીલાષ છે, વિશ્વાસ વિભુવર પરે

પ્રભુના પ્રભાવે પહાડથી ફેંકો તથાપી ઉગરે
જન ઉગરે, નવ તે મરે, હરી અહરનીશ ચીત્તમાં ધરે—વસીયા.

---

વરણુશંકર— ગાયન ૩૭

લટકાળી, રંગીલી હું રૂપાળી
આલી ચટકમટક ચાલે બની નખરાળી—લટકાળી.
અંધ લોભી વિષયાંધ વિશ્વમાં ભમતા મળ્યા
મ્હારા સરખા ધુતારા ફાવ્યા દળદળ ટળ્યા
આંખલડી, વાંકલડી, જો જો મુખ મટકો
કામણગારી, બની મદવાળી—લટકાળી.
હસીને બોલાવું, અલબેલા રીઝાવું
હાથ ભીડી નાથજીને નયને નચાવું
વ્હાલો મટી થાઉં હવે વા'લાની વા'લી—લટકાળી.

---

ઇન્દ્રદમન-વરણુશંકર— ગાયન ૩૮

આવો બોલો, ઘુંઘટપટ ખોલો હસી હસી બોલો
રસીકડી આવોને
દીધું દીલભર આ દીલ, હવે અર્પણ તમને
વા'રે ભોળા ઠગારા, ઠગો ના અમને
(શું ઠગું છું ?) હાસ્તો ! કેમ ?)
જુઓ પ્રેમની નીશાની, ના આપી છાની

છબીલા વાણીમાં લોભાવો તેમ—આવો
જાન માંગો તો જાણુ છે કુરબાન
હાર હૈયાનો દઉં પ્રીયા પ્રીતી એધાણુ
હાર હૈયાના કહું, દિલદાર દીલ દઉં
વગર મુલે વેચાણી, પરાણે પરાધીન થાઉં-આવો.

---

સુલક્ષણા— ગાયન ૩૯

મીઠડી કોયલડી ખાલી કરે શું ટહુકાર
આંબા ડાળે ચઢી, ઉંચે ચઢી જરી
કહે કાંઇ સલુણાની ભાળ—મીઠડી.
સજની સલુણા હશે અહિંથી સાંચર્યા
બેનડી હશે તુંથી વાતોમાં વળ્યા
દયાળુ ભોળા છે મા'રા મોહન પ્રાણાધાર
ખબર અંતર વાટે જતાં સૌની પુછનાર-કહે-મીઠડી.

+ + + +

ગિરી વૃક્ષ છો ઉંચા અમોથી ગગનને ચુમી રહ્યા
હૈડાં કરો શીદ ક્રુર બાડાં બોલો નમેરા શું થયા
જડ દીસતા ચૈતન્ય શશી, આકાશમાં ફરતો ફરે
કહે ક્યાં જુવે ઝટ કે' હશી, મમ શામળા ક્યાં સાંચરે

દુઃખી દીનતણા પોકાર ધરો હૃદય શું ના લગાર
ક્રુર થાવો શું હું તો નોધાર દયા ખાઓ દુઃખીની
આવાર—મીઠડી.

\+ + + +

જોયું જગતમાં જોઇને, પ્રણયમાં બહુ દુઃખ છે
પ્રણય તો વ્હાલું ખરૂં, પણ મૃત્યુ મધુરૂં સુખ છે

---

સુલક્ષણા— ગાયન ૪૦

વિશ્વાસ ધરી હરી વચને બાળા હું બીચારી
ભરજંગલમાં રખડી અથડી બની બહુ દુઃખીઆરી-વિશ્વાસ
આશા લહી વિશ્વાસમાં-નિરાશા વાદળ પડ વિષે
ઝબકે જરી જ્યમ વિજળી ત્યમ તેજ આશાનું દીસે
આશા અરે ઓ ક્રૂર આશા તુજ આશમાં નિરાશ થઈ
મોહન મધુરા ના મળ્યા-જીવનતણી વૃતી ગઈ
પ્રભુજી કરગરૂં પોકારી વિનવે વિભુવર નોધારી
મોરારી—થાઓ સ્હાયકારી—બની.

---

પ્રલ્હાદ-સુલક્ષણા,— ગાયન ૪૧

શાણી-સ્વીકારી-જોઈ પ્રીતી તમારી
અલબેલા શું બોલી બતાવો

ચાંપી સુભાગી કરી હૈયે અનુરાગી
ત્યાગી શંકા સલુણી હયો લા'વો
હવે હું છું તમારો સદા સાથી રહેનારો
સુખદુઃખનો હું ભાગી લલીત લગની છે લાગી
વાણી શાણી મધુરી શાને થાયે અધીરી
સ્નેહલ્હાવો સુખેથી બજાવો
પ્રેમ પંથે પધારો સુખેથી સીધારો
આશાને ઉલ્લાસ—હતી ઉરમાં અભિલાષ
પુર્ણ પામી મનગમતા હું ભાવો.

---

વિજય વિજય જય જગમાં વિજય છે
નહિં ભય જરી નિતી પ્રીતીનો વિજય છે
યશ નભ માંહી—છાયે ભક્તીનો વિજય થાયે
મંગળ પ્રસંગ સદા વસે જ્યાં વિનય છે
ડર હરી સુખ કરી ત્રિભુવન વિશ્વ કરી
લક્ષ ભક્તિમાંહ્ય તેનો વિશ્વમાં વિજય છે

સમાપ્ત.

છ વખત ! મહિનામાં છ વખત !

# જ્ઞાનોત્તેજક.

૫, ૧૦, ૧૫, ૨૦, ૨૫ અને ૩૦ તારીખે

પ્રગટ થાય છે. લવાજમ ફક્ત

રૂ. ૨ (પોસ્ટેજ ૧-૨-૦ જુદું.)

ભણેલી સ્ત્રીઓ માટે ૦-૮-૦ ઓછા.

## બેઉ ભેટ તૈયાર છે !

(૧) સંસાર સુખસાધન અને (૨) રંગ

રસાયણ વિદ્યા.

☞ જાતે કે મનીઓર્ડર દ્વારા લવાજમ ભરી અથવા વી. પી. થી ભેટનાં પુસ્તકો મગાવી ગ્રાહક તરીકે જલ્દી નામ નોંધાવો.

મંત્ર, જંત્ર, તંત્ર અને જાદુઇ

વિદ્યાનું.

ગુજરાતી ભાષાનું માનીતું

માસીક.

# જાદુગર.

વાર્ષીક લવાજમ સવા રૂપીઓ.

ટપાલ ખર્ચનો બે આનો મોકલનારને

નમુનો મફત.

જાદુગર માસીકપત્રની હોફીસ.

રીચીરોડ—અમદાવાદ.